શ્રી

# પવિત્ર લીલાવતી

## નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ


રચનાર
અધ્યાપક કેશવલાલ શીવરામ
છપાવી પ્રસીદ્ધકરનાર
અધ્યાપક મોહનલાલ કેશવલાલ
તથા
અધ્યાપક જયંતીલાલ કેશવલાલ.
અમદાવાદ



આવૃત્તિ ૧૭ મી     પ્રત ૫૦૦૦

અમદાવાદ--પાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રન્ટીંગ પ્રેસમાં
શા. ડાહ્યાભાઇ ભીખાભાઇએ છાપી.

સંવત ૧૯૭૪ના માહા     સને ૧૯૧૮ના ફેબ્રુઆરી

કીંમત ૦-૨-૦     ( બે આના )

શ્રી

# પવિત્ર લીલાવતી.

# નાટકનાં ગાયનો

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

---


રચનાર

## અધ્યાપક કેશવલાલ શીવરામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## અધ્યાપક મોહનલાલ કેશવલાલ

તથા

## અધ્યાપક જયંતીલાલ કેશવલાલ

અમદાવાદ



આવૃતી ૧૭ મી    પ્રત ૫૦૦૦

મદાવાદ—પાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. ડાહ્યાભાઇ ભીખાભાઇએ છાપી.

સંવત ૧૯૭૪ ના માહા    સને ૧૯૧૮ ફેબરવારી

---

કિંમત ૦-૨-૦ ( બે આના )

श्री शंखेश्वर पार्श्वनाथाय नम :

# શ્રી પવિત્ર લીલાવતી નાટકના ગાયનો.

## મંગળાચરણ.

નટી— ૧

ૐ હ્રીં શ્રી શંખેશ્વર સ્વામી, છો અજરઅમરઅંતરયામી ઓં;
પાવન થઉં પદ પંકજ પામી, નિત નમન કરું નિર્મળ નામી
અમર નિકર ભૂચર ખેચર, નરત કરત, હરખ ધરત,
અરચ સરત, તરત વરત જય જય જય, ઓં—
શિવસુત કેશવ કૃત ગુણગ્રામી, જે પવિત્ર લીલાવતી જગ જામી
વેશ્યાનું વ્યસન, તજવું તહન, પંડિત પસન શિયળ વસન;
સજન સજવું નાટક ભજવું જય જય જય—ઓં.

આનન્દી— ૨

લીલાવતી સમ પ્રિય પતિને તું, રતીમતિથી વશ કર્યંને;
નાટકની તું નિપુણ નાયકા, કર્ય નાયક નટવરને;
રજ્ય જસજરને વિજય ધ્વજા કર ધરને.

( નેપથ્થમાં )— ૩

આમ કામ સેના તું, વિરહાનળથી વ્યાકુળ થઇ વાર;
નટી—આ વાણી વેશ્યાની, જાણી અહીંથી શિઘ્ર જવું સાર

# અંક પહેલો.

કપટકળા— ૪

અનંગ રંગને પુછે.

વિરહાનળથી વ્યાકુળ થઇ વહતી અંગ રંગને પુછે—
ખાનપાન ગુણગાન સ્નાનનું ભાન નહીં મન ભંગ;
ઢીઆ ઢાલ ઉપર લલચાણી, આળસ મરડે અંગ—રંગને
કામસેના—જાણી તને અજાણી સ્યાણી પુછે પ્રેમ પ્રસંગ;
અતિ કેવળ મેળાવ મન મોહન..................
કપટકળા—..................આ તન તણું તંગ—રંગને.

કપટકળા— ૫

અરરર આવ્યો જબરે જવર આજ.

કામસેના—શું બોલાવી લાવી ? વાલમ વૈદરાજ—અરરર—
કપ—પટ તપાસી નાડી, પ્રેમ પેટી ઉઘાડી જડી સુંઘાડી ઝટવાડે જમકાજ
સ્નેહ કુસુમ મકરંદ લગાડી, ઠંડક પમાડી રમાડે રસરાજ. અરરર

કામસેના— ૬

મદન પડયો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન૦—
મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ ક્યાંહરે—મદન—
કોક વિચીક્ષણ વિણ વિહ્વળ હું, વ્રજ મન ગાંડી ગણાઇરે—મદન—
જો સ્વપ્ને સંજોગ બને તો, પોઢું પલંગ ફુલ છાઇરે—મદન—
નિંદ્રાપણ પ્રિયવીણ નવઆવે, કાળજડામાં થાય કાંઇ કાંઇરે—મદન—
કપટકળા—બળાપો ન કર બાળારે (૨) વિચારી કાંઇરે—બળાપો—
અપરીત અણિકાને આ કરવું, એમાં છે આપણી કમાઇરે—બળાપો—
કામ—મોહનપુર તણાઇ જવાની, સ્વારથ સજન સગાઇરે—મદન—

સુમતિ— ૭

ગુણ સજજન સંધ્યા સમય સેલને સાર,

ફરવા આવ્યા શંકરાં જવું ક્યાં ધાર્યું;
સ્વાર્થદત્ત—અવલોકો હંસું આમ અપ્સરા આ છે,
ચિત લોહાકરષણ કરે ચમક ચતુરા છે,
સુમતિ—આ ચમક પુતળી લોહ પુરૂષને ખીંચે;
સ્વાર્થદત્ત—દ્રષ્ટિ અમૃતથી સ્નેહ બીજને સીંચે.
સુમતિ—એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં.
ફળ ગ્રહણ કરણ ઉત્સુક થયો આ કરમાં;

૮

કામસેના—
ઓ સાહેલી, ચાલ્યા પેલા અલબેલા તું મુજને મેળવ, એ વાલમ વ્હેલા
મુખને મટકે લોચન લટકે, ચતુર વિચીક્ષણ ચાલે ચટકે
શું એ મટકે કેમ ન અટકે, રમક ઝમક ઠમક. ઓ૦
કપટકળા—ગણિકા થઇને થા નહિ ઘેલી, મન મોહનની વાતો મેલી
પૈસાને સંઘર તું પહેલી, ચડપ, ઝડપ, સડપ તું.

૯

કપટકળા—
આશું આનું કે ચોમાસું આવ્યું આંખમાં,
આળી આ ચાલી ખાલી નીશાસા નાંખમાં:
પર નર પારનું જર જીવન હું હરણ કરણ હુંશિયાર,
વાનર સમ મેં કંઇક નચાવ્યા, નરવરને નિરધાર, આશું૦
મમ ચપલ આગળ પાગલ એ, આમ કરૂં આધીન,
ખાઇ ખાસડાં કુંકમ ઉડાવે ફાસ થઇ નિર્વાહિન; આશું૦
કામ—ખર કે વાનર સમ નહિ, એ નર કામ કુંવર અવતાર;
તું પાગલ નહીં નહીં પાગલ એ અહીં નહીં પગ ધરનાર;
આવું અણઘટતું મુજ આગળ ભુંડી બાખમાં
કપટ—વિષમ વિષ મય મધુર વચનથી, લલચાવું એ લાલ;
પોપટ સમ પટ પકડી પુરૂં, કપટ પાંજરે હાલ. આશું૦

કપટકળા— ૧૦

ઓ અલબેલા આવો, આવો, આવોને પ્યારા લાલ;
તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે તલસેછે તમને એ. ઓ૦
આપના નામનો જાપ જપે, સ્મર તાપ તપે તન આતુર આલી
પ્રાણની હાણ સુજાણ થશે, ગ્રહી પાણી જીવાડીએ ચાતુર ચાલી.
કામ છે કામ ભરો ડગ આમ, સુકામની વાડી આ ફક્કડ ફાલી.
અમૃત ક્યારી નાજુક નારી, નીરખી હરખો નાથ;
શેઠ સ્વિકારી કરો તમારી, સુખી થશો તે સાથ.
અવધારીને અરજ અમારી. ઓ અલબેલા—

સુમતિ— ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે
તીરછાં નયન કરે તન તાણે, પ્રિય ચિતવૃત્તિ કેદ પડીરે. પ્રેમ.
આ ગણિકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહિ જોખ ખડીરે પ્રેમ.
સત્ય શ્રિયળ નિતિ સંહારણ, મદન ફોજ ચોતરફ ચડીરે; પ્રેમ.

કપટકળા— ૧૨

મુકી રકઝક રમણ રસીલા, છાના માના છેલ છબીલા;
લાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી.
આપ કરો ઉપગાર ઉગારી, અમૃત છાંટો અંગમાં,

કામસેના— ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુંકું નહી આ પાઘડી;
મદન રીપુ મરદી મન મોહન, સુંદર તન આપો આલીંગન
ચતુર પરસ્પર લઇએ ચુંબન— આવો.
વિરહ પીડા હવે નાથ નિવારો.
કપટ—સફળ કરો સંસાર તમારો.

કામ—મુકીને ખટપટ આપ પધારો. આવેલ
કપટ—ઠાલીમાલી આ ચાલી તને હું શું નડી,
કામસેના— ૧૪
મારો પાવન કરીયો પલંગ પ્યારા પ્રાણનાથ પધારી;
રમ્યા રસિક રસિકાથી રંગ, વિરહ દુઃખ નાથ નિવારી.
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામી નાથ સ્વીકારી;
શરદઋતુ સોહામણી, પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદ પવનની લેહેરમાં, વ્હાલા વિલસોછો વિવિધ વિલાસ. પ્યા.
અંતઃપુરમાં એકલા છાના રાખું છેલ;
કપટ—આ રતીને રતીપતી તમે, રમી રસિક કરો રંગરેલ;
કામ—તન મન ધન અર્પણ કરી, રંજન થઇ દિન રાત;
હાજર રહીસ હજુરમાં, પ્રભુ અવર પુરૂપ ભ્રાત તાત. પ્યા.
સુરતિવિલાસ— ૧૫
પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી,
ગાલ ગુલાબીએ બીંદુ બીરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા,
કનક કળસ કુચ કંચુકી કસીઆ, સ્પર્શ સદા સુખકારી; પ્રિયા,
નિરૂપમ નારી તને નીરમાવી, ઉર્વશી ગર્વ ઉતારી. પ્રિયા,
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સ્વજન સંબંધ વિસારી, પ્રિયા
સુરતિવિલાસ— ૧૬
બોલી કેમ કરે છે બેલાઇ, મુકી મુકી તારી ચતુરાઇ, શું મુંઝાઇ બેલી.
કામ—સ્નેહ શસ્ત્રે વિંધાઇ ચિત ચોરથી ચુંથાઇ;
લાઇ સ્ફુરને લુટાઇ, મુઓ મદન કરે કહાઇ;
સુર—રસીલી રસીલી લાગ શું રગાઇ જાનીરે જાનીરે ચારથી [illegible]
કામ—શોક સમજી રિસાઇ હજુ
[illegible]

સુમ—મુકીદેમુકીદે આવી મુરખાઇ, આવુંછું આવુંછું લડીશમીલડાઇ મેલી

જોઈ— ૧૭

બાઇ પટારો કેમ ઉઘાડયો; જોઉં કુંચી મેસારી કેઇ;
સાહેબ બાપા બહાર ગયા છે, શુ ગુંજામાં ઘાલ્યુ લેઇ;
બધું ઘરેણું કયાં લઇ ચાલ્યા, આમ કરી તરકરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ.

સુ—ચબાવલા તું ચડી ગયો છે, પરની તારે શી પંચાત;
બસબસ તારે નહી બોલવું, હમણાં પાછળ પડશે લાત.
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આંખ્યા રાંડના હવે અડવા, બંહાતો ચાલ્યા આ બહાર.

કામસેના— ૧૮

વાલમ આવેરે, (૨) આલી જોને આ આનંદ કંદ નંદ નંદ આ
મંદ મંદ હસી હસાવેરે—વાલમ.
ચંદ્રવદન મદન મોહન નયન નિજ નચાવે;
ચતુર ચીત ચળાવે, ઇશ્ક ઔષધી લગાવે;
તાપ સૌ સમાવે, બેઠું ભાવેરે—વાલમ૦

કામ— ૧૯

છબીલા પતિ છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી.

સુ—જરાવાર જઇ હાલ આવું અહીં, અધીરી ન થા સત્ય બોલુ સહી
ઘડી એક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત વેપારમાં ચોટતુ

કામ—મને પ્રેમ ઓછો દિસે છે પતિ, બીજી કોઇએ શું બગાડી મતી

સુમતિ—અરે વહાલી હું આમ આ શું વદી ......................

કામ—................................પધારો પણ મે જવાશે કદી.

સહાકૂળ— ૨૦

ધર્મ નીતી તજી પણ કદી, નહિ સમઝાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં મઝું આમ; સું
સુંદરી કાંઇ નથી સુઝતું, એ ટેક•
સંસારમાં સુત સુંદરી, છુટા મુકતાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક. સુ•
સોંજ—નિંદાય છે નાત જાતમાં, હુચ્ચો કહે એને લોક;
ઢલકો પડયો સગા વ્હાલામાં, વિવાહ કરશે શું ફોક—
સ્વામી હવે હું તે શું કરૂં,
ભણવું ને ગણવું ભુલી ગયો, ઓળગ્યો મુકયો આચાર;
જાતો નથી જીન મંદીરે, વળી તજીઓ વહેવાર—સ્વામી•
બાલબા— ૨૧
આમ વાંક વગર વીરા મારે છે શું,
સોંજ—કાંઇ તારે વલ પડી નથી ધારે છે શું.
સહા—ઇદ માત પિતાને તું હારે છે શું;
બાલ—ભણી વિધા વગોવી વિચારે છે શું,
સુમ—કેમ લાવડી પડી પછાડી..........................................
બા—............જોને માડી ડોળા કાઢી બીક બતાવે મને રડાવે;
સુ—લાતો પડશે ત્યારે રડશે.
બા—ઓ બાપુ ઓ બાપાજીરે, હાય હાય મને મારીરે—આમ•
સોંજલદે— ૨૨
અરે આપણા કુળમાં ઉઠયો અંગારો, હાંહાંરે ઉઠયો અંગારો;
ધરમ કરમ ધન આખરૂ બાળી બાળનારો હાંહાંરે, બાળી•
વેશ્યા વ્યસન સંડાસમાં બુડી નવ નચનારો હાંહાંરે બુડી•
જાણી નિરંતર રડતાં મ્હારો જન્મારો, હાંહાંરે મા•

વારાંગનાઓ—　　　　　　　૨૩

જય જય જય કૌશામ્બી નૃપતિ વ્યાપો જશ દેશ વિદેશ,
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસેજ વિશેષ.
મહારાજ—શિરતાજ—
પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ:
નિતિની રીતિના ઉપર પ્રીતી, સાહેબીમાં સુરેશ,
કંગાલને ધન માલ આપીને, કૃપાળુ કાપ્યા કલેશ.
આનંદમાં નીત આપની રૈયત, નમન કરે નરેશ. જય જય૦

રાજા—　　　　　　　૨૪

ધીક વ્યભિચારી દુનીઆહારી સર્વ વિસારી,
હાહા!!! નગરશેઠ સુણી હું દિલગીર છું ભારી, ધિક૦
રાજ કાજના જુઓ કાયદા શી એમાં સત્તા મારી;
લંપટના આગળ લાચારી—ધિક૦
પરના ખેતરનું વાવેતર, કદી આપણા ઢોર ચરે,
પરને સજા શકાય ન મારી—ધિક૦
ઝેર હળાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે;
કેનો દંડ કરે દરબારી—ધિક૦
કુળાચાર ગણિકાનો એ છે, એ નથી હરતી અપરાધી:
વૃદ્ધ તમે છો જુઓ વિચારી—ધિ૦

પ્રધાન—　　　　　　　૨૫

કરો છો શું વિચાર, કર્યા વગર ઉચ્ચાર;
ખુશી કરો સરકાર, વાર કરવી નહી લગાર,
નગર શેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પટાવી કોઇ પ્રકાર, જવા ઝટ કરો તૈયાર,
કરે શેઠજી કરાર, નહી જુઠો થનાર,

જાણ્યો જાણ્યો પાકો તમારો પ્યાર.

ગાનારીઓ— ૨૬

લીલાવતીએ લખી મોકલ્યોરે, કાગળ પ્રીતમ પાસ;
ચતુર આતુર ચીત થયુંરે, વરવા સદ્ગુણી સુમતિવિભાસ;
વ્હાલા વેલા આવજો—
શરદ પુનમની પદમનારે, ઝાંખી જોબનવતી જેમ;
દિનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ-વ્હાલા૦
પરણીને સરવ પ્રકારનારે, પુરણ કરશું કોડ.
સમ સીતા સરખી થશેરે, જાણે રતી રતીપતિ સમજોડ-વ્હાલા૦

ગાનારીઓ— ૨૭

સગાં સ્નેહી સજ્જન પંચ સાખથી, પરણે વરવધુ સુખ અભિલાખથી
લાડો લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચીત ચતુરાઇથી.
મનડું પ્રેમે પરસ્પર મેળવી, જાણી દુધમાં સાકર ભેળવી;
અન્યોન્ય ગ્રહણ કરી, હાથનું શુભ ચીંતવી નીજ સ્વામીનાથનું;
સ્હાયભુત થઇ સહુ કાજમાં, પામી મંત્રીનું પદ પતિ રાજમાં;
કન્યે એવો કરાર કરી વરી, અગ્નિ ચંદ્ર સુરજને સાક્ષી કરી;
પતિ આ ભવ તને પાળનારરે, કરે કંથ એ કોલ કબૂલરે.
મારા વૈભવમાં તારો ભાગરે, બાજીનો તુજ બેડે ન લાગરે;
કદી નહી અપમાન કરીશરે, તેના જામીન શ્રી જગદીશરે;
હરખે વરત્યાં છે મંગળચારરે, કહે કેશવ આનંદ અપારરે.

ગાનારીઓ— ૨૮

ચાલો ગોત્રજને પગે લાગોરે, વરના વાંસામાં પાપડ ભાગો—
આવે મોસીનો મોઇ ચો પાસીરે, જમણે હાથે સમણદીવા ઝાલી;
ચાતી વાતી કૈમર સાગે ચાલીરે, મોટી હોંશે વીવાહ વેવાણ મ્હાલી,

કંકુ તિલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું જે મ્હોં મચકોડી.
ધ્રુના તારાના દરશન થાયરે, જેહુ અવિચળ રહેજો સદાય.

સુગુણમંજરી— ૨૯

વિસરી જઇશ સખીને, પતિ પ્રેમમાં પડી મુન્ધસાળી,
ધર્મ ધર્મપતિનો, કદી વીસરવો નહીં વિનયવાળી.

સાહેલીઓ— ૩૦

શ્રેયકર સુખકર સંસાર, શિયળ ભુષણ સજીએ,
એ વિણ નીગુણા નરનાર તનમનથી તજીએ;
પર નર નારા પ્રેમ પ્રદીપમાં પડી પતંગ સમાનરે,
સુજસ શરીર સળગાવી મુકે, કંચક નષ્ટ નાદાન— શિ.
અવર અખંડીત અંગ અનોપમ, નહી મળે એક નાકરે;
શિયળ વિના એવા સદગુણ, સહુ જેમ સોમલ સંપાક,
વ્યભિચારીને સો સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતાં, પડીયા મ્હોટા જનને માર— શિ.
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીત કુળરે,
અક્કલમાં અગારા ઉડયા, ધર્મ કરમમાં ધુળ— શિ.
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ.

સુમતી— ૩૧

ચમકી, ચમકી ચતુરા કયાં ચાલી ભાંડીથી ઉઠીને હાલી,
બેસો, બેસો બેસો શું મ્હીવું પ્રેમદા આપસામત પીવું.

લીલા—ઉંઉંહું ઉંઉંહું ઉંહું ઉંહુ

સુર્જન—.........................તજ આજ ધવિ હજ હું. ' ક'

લીલા—અધરીત આહીં; અપટીવ આહીં નહીં આવવું,

સુમતી—.........................અહીંયાં અંતઃપુર કરવું;
લીલા—આ સખીઓ, ઓ સખીઓ મારી આવી,
સુમતી—......................શું સટકી જવું સમજાવી,
લીલા—અળગા રહો અળગા રહોને વળગોમાં.
સુમતી—......................બાળા અમથા બોલોમાં,
લીલા—એ આવી, એ આ આવી હું બાઇ,
સુમતી—.........................આવી કર નહી આડાઇ,
લીલા—માજી માજી બોલાવે મ્હારાં,
સુમતી—.........................નહી ચાલે નખરાં ત્હારાં;
લીલા—માં રગડો માં રગડો મારગ મેલો,
સુમતી—................છઠ્ઠીનો શું ઉખાડેલો,
લીલા—દમ રાખો, દમ રાખો દ્વાર ઉઘાડાં,
સુમતી—..................લે આ કરી આવું આડાં,
લીલા—સલુણા, સલુણા મુજને સપડાવી, પણ નાસુ નજર ચુકાવી,
સુમતિ—ઠગણી ઠગણી ઠગીને શું નાસે,
લીલા—.........................મુકો મશ્કરીઓ થાશે,
સુમતી— ૩૨

આ મુગ્ધાની ઇચ્છા, માત પીતાએ મુજને વળગાડી:
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવાના, વ્હાલી વેશ્યાના સોગન ખાધા:—
મ્હોટી ભૂલ કરી મ્હેં, હવે ફરી બોલાવાની બાધા—

ગાનારીઓ— ૩૩

પરણી નવલા કેશવ-બીએ પધારીવા, વાજાં વાગે જોવાને રઢ લાગે;
સાહેલડી લાડી લાખેણી લાવ્યો લાડણો.

ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાખ્યાં છે નાણાં તોડી. સા.
રથમાં વરવહુને ખબર વિંઝાય છે, દીસે ડાબા સેંજળદેના જાયા.સા.
જગલાડી વરવહુનું જોડું જોઇને, બેઠી આંખે ઉંડા નિસાસા નાંખે.સા.
આ—લાલ સાહેબને સમજાવે સાનમાં, લગ્નાવે ને મોતોડે વધાવે;
સાહેલડી શેઠની ફજેતીના ફાળકા,
ગા—મોટું મ્હાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી નૃપ પ્રેરી.સા.

# અંક ૨ જો.

**સુમતીવિલાસ—** ૩૪

હું આની સાથે શું કરૂં, વળગ્યું વેંગ આ ખરેખરૂં;
મનની મેલી મળી, તરછોડીને ટળી, જઉં છું બળી, ઉંધમાં ભળી,
હશે શી ગમાંથી સળી, અહી હવે નહી ઠરૂં;
તજી ખાનપાન વાટ જોતી, હશે જીવ જાન;
જાઉં ઝટ એના જાન, સાથે મ્હેં જડયા છે જાનઃ
નડલી પડતી રડતી છોડું હું હવે છળી.—તરછોડી.

**લીલાવતી—** ૩૫

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપતિરે, અહીં નથી અહીં નથી અહીં નથીરે;
અરે અહીં એટલી મુકીને મને આમ, અચાનક ઉઠી કંથ ક્યાં ગયા હમે.
સ્વામી પેલા સમાગમે આતે શું કર્યું,સાંભળેલું મેં જે હતું તે સાચું ઠરયું;
ખચિત પિયુજી ઉંઘતી જાણી ખસ્યા,આશરે જાણું છું વેશ્યા આવાસે વસ્યા;

**લીલાવતી—** ૩૬

પ્રિય પતિ તમે ઝટ આવો. આ સમે;
આપ વિના વિરહ વન્હિ થી રીતે સમે.

બેરમાં વ્હાલી હતી પતિ તો ન'તી પરણવી નાર,
નિંદા મુજને નામે ન આવે આપ વગર આ ઠાર—
આસુંવડ઼ે અંબર બીંજાયાં કરતાં અશ્રુપાત,—
રોતાં રોતાં નથી ખુટતી અરે રાક્ષસી રાત.
મને ભાસકી સરખું ભાસે શયન ભવન ભરથાર,
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આ વારે—
કનક વલય કરકડી બરાબર, વર વીણ કેદી વેશ,
આ આંજેલી આંખે લાગે, મરચાં સરખી મેશ—
નંગ જડેલી નવિન કંચુકી, બંધન સરખી બાંધ,
બહુ દુઃખ દે છે કામ દરોગો, હવે કરૂં શું હાય—
અલંકાર ધખતા અંગારા મણીધર ફુલની માળ,
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ જ્વાળ—
કસ્તુરી કંકુને કેસર, રસિયા તુજવિણ રાખ,
પતિ વિણ કોણ કરે, પરિપુરણ, અંતરના અભિલાખ—પ્રિયા.

કપટકળા— ૩૭

આમ શું કરે છે આલી રજતો ધીરજ ધર,
ધર ધર ધર ધીવર કર નજરે નિરખ વર હરખ ભર;
ભીલાવ કર કર— આમ શું!
સ્મર જ્વર હર સુખ કર ધનવંતર, ભરજોબન બેકી સુંદરવર,
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સખી કર કર—આ.

સુખતિ— ૩૮

મોઢી રણોછું મંદ હાસ્યમાં રસિલી તારા—મોહીં૦
એકરાતી રહી નહીં પરણી ગુહિણી પાસે,એકલી મુકી આવ્યો આવાસમાં
આપણે બે ભોગભોગવીએ ભોગ એના, મેયર જવાની એક માસમાં રસી.

કામની તમે કર્યું કાંઇ મને કામણ,પકડી જકડી પાડ્યો પ્રેમ પાશમાં. સખી. ૧
તુજ થકી અધિક કોઇ વિશ્વ નથી જાણું, પ્રતિજ્ઞા કરૂં છું પ્રકાશમાં. સખી.
વણજનેવ્યાપાર વ્હાલી ધર્મકર્મ સર્વ તજી,ગાળશું વય બધી વિલાસમાં ૨.

લીલાવતી— ૩૯

નાથથી નિરાશ થઇ, મુંઝાઇ હું મરૂં—
આશથી નથી હું ખડી, પ્રાણ વિના લાશ પડી,
મદન તીર આંખ ચડી, હાય શું કરૂં—
વ્હાલા વ્યભિચારી થયા, ઉંઘતી મુકીને ગયા,
એક રાંડ રાખી રહ્યા, કામ ક્યાં ધરૂં—

સુગુણ— ૪૦

અરે આવડી શું અકળાયરે બેની સહુ સારૂં થશે,
આસ સમ જો મન મુંઝાયરે— બેની.
રડી રડી થઇ આંખડી રાતી કાયા ગઇ કરમાઇ,
મ્લાન દેખીને મુખડું તારૂં, મને થાએ કાંઇ કાંઇ.
લીલા—કરી નાવલે નાદાની, જશે કેમ જીન્દગાની— અરે.
સાસન દેવતા સ્હાયથી, તારો સુધરશે સંસાર;
સાચું પતિવ્રત પાળતાં, તારે વશ થશે ભરથાર.
લીલા—મારી છેડાછેડી બાંધી, કરી પુરી આ ઉપાધી—અરે.

લીલાવતી— ૪૧

સખી પરભવ પાપ અમાપ કરી હુંતો અવતરી,
અને વિશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી;
હશે ભરડ્યાં સજીવન ધાન અણગળ પાણી વાપર્યાં,
કરશું મુનિવરનું અપમાન ધરમાદાના ધન હર્યાં;
દીધી વિદ્યા ગુરૂજીને આગ લેઇ વ્રત ભાંગીયાં,

તોડી નાંખી તળાવની પાળ, તેનાં પાપ ભોગવીશું
કાંતો પુન્યની ફોકેલ પર્વ, કે જીવન છુટી કરી.
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂં શું થશે;
સઘ પાણી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીયાં.
મુકી અળગો શ્રાવકનો આચાર, મિથ્યાત્વીને માનીયાં;
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી;
ઠોરી દીનજનને દરબાર, દેશે કરીઆ દુખી;
આવાં પાતિક મ્હેં તો અપાર, કરયાં હશે પુરવે;
વેસ્યા સંગી મળ્યો ભરથાર, મારે મને આ ભવે.—

સુગુણ— ૪૨

શ્રી જીન દરશન કરવા જઈએ, કાકી ફીકર ન કાંઇ;
લીલા—હઠોને આદિશ્વર મંદિર, આંગી છે સુખદાઇ;
જીન ગુણ ગાઇ કરીએ, પુન્ય કમાઇ.— શ્રી.

લીલાવતી— ૪૩

સુણ સાહેલી કરવું શું હવે, આથી જન્મારો જશે.
સુગુણ—તારા શિયળ પ્રભાવથી. એની સ્વામી તુજ સાસ થશે;
જ્યાંલે વાંક વિના વિસારી, નળની જ્યે દવદંતી નારી;
પાછી તે પતિએ સ્વકારી, તેમ એ તારો થશે.

મારાકૃળ— ૪૪

ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે,
લંપટ પુત્ર પાકયોરે, હું તો એનાથી થાકયોરે;
મોટું છે ઘર મારૂં, સાસરીયું એનું સારૂં;
ઘણી સમજાણી વહુ છે, તનય તણીરે; ગભ૦
ગમે બોધ લાગ્યેરે, આણું કરવા કાગ્યેરે;

મુજને બહુ બનાવી, વહુને નહી વખોડી;
શરમાશો વહુની સખીનાં વચન સુણીરે— ગભેરા०
વરસનિ મહીનારે વીતી ગયા કહીનારે,
હવે ફરી હું જઈને, કાંઈક દિલાસો દઈને;
લીલાવતીને લઈને આવું ઘર બંનીરે.— ગભ०

સુભગા— ૪૧

દુઃખી હું દીકરી મારી, સુખી સમ સાસરી તારી;
પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઈ;
લીલા—સુખી સાસરીયા તણી, મહેન કરી સુખદાઈ;
સુણુ—ગુરૂ શીક્ષા સુણી સારો, બધી દીલમાં લીધી ધારી;
લીલા—આજતાં આવે આળ અહી, કરો વૃદ્ધ વિચાર;
સસરા પુજ્ય પિતા સમ, આવ્યા બીજીવાર;
સોમદત્ત—અરે વર છે વ્યભીચારી, એથી દુઃખ ઉપજે ભારી,

સદા— ૪૬

સુકુળ વધુ તમે સાંભળો, દુઃખીયા સસરાની વાતજી;
જો મન ચાય તો માનજો, ભાખુ બલી ભાતજી;
હુંડુરે હૃદયમાં આલોચજો. ( એ ટેક )
ભણતાં ભણતાં ભણાય છે, લખતાં ગ્રંથ લખાયજી;
મ્હેલ ઝરૂખાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી. હુંડુ—
ડગલે ડગલે ડુંગરો, ચઢતાં ચઢતાં ચઢાયજી;
સાગરસમ સરોવર વળી, ટીપે ટીપે ભરાયજી. હુંડુ—
ઉદ્યમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી;
એમ ઉપાય આરંભતાં, સર્વ કાર્ય સંધાયજી. હુંડુ—
એથી આવી ઘેર આપણે, કરશો કાંઈક ઉપાયજી,
ધરમ પસાય ચઢે વધી, શાસન દેવતા સહાયજી. હુંડુ—

સખીઓ—  ૪૭

મ્હારી લાયક લીલાવતી બ્હેન જાવે સાસરે સીધારોરે,
યુક્તિ પ્રયુક્તિથી પતિવ્રત પ્રભાવ સ્વામીને સુધારોરે:
બ્રાહ્મી ચંદનબાળાને શીવા સુલસા સુભદ્રા શાણીરે,
પ્રભાવતી પદમાવતી શીળવતી સીતા કઉશલ્યા વખાણુંરે;
પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રોપતી સજીુણ દવદંતીરે,
સતીના ચરિત્ર સુણી સુપવિત્ર ગુણ ગ્રહી ગુણવંતીરે;
નિત્ય પ્રભુભીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારી,
વળી સારીયે સાસરીયાની સેવરે, વિનય ધર્મ ધારીરે;
સખી પુરેપુરે પ્રથમથી વીચાર કરી, કાર્ય કાંઇ કરીએરે,
શીખ સાસરવાસામાં વીરા, કેશવની લેઇને વિચરીએરે.

લીલાવતી—(સ્વગત)  ૪૮

રે કર્યો વેશ્યાએ કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા માને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.
આ જોબન રસ ઝલકત, વસુ વનમાંય,લાલવિણ લાય ઉઠેછે અંગે,
શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે.
શું કરૂં સુઝે નહી કાંઇ ઘણી ગભરાઇ, મરૂ વિષ ખાઇ, પિયુ જીપાએ
નિધણીયાતીના ઉપર નજર સઉ નાખે.
મંગાવુ મહીષી ચાર, જોઇ ઓકાર, અરે આવાર, કહી સસરાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.

બાઉબા—  ૪૯

કરી વેશ્યાની યારી બેઠા અટારી પેખ તમાસ પ્રાણ,
જાઓ યાઓ મંઇયારી, બાળી અમારી, બેઠા અટારી—પેખ૦
વીંછીનો આંકડો વેશ્યા છે વસમી, જેને ન યાખે જાણ.

જમુકે બો ફેર આજુએ ઝાઝું, કરશે સંગ રોકાણું;
જુઓ જગની ઝારી, હાથમાં ધારી— ગોઠા૦

ઝીંઝુવતી— ૫૦

અવર મદન અલબેલો, આતો દીસે અવર મદન અલબેલો—આ.
શરદપુનમના સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો—આ૦
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જેહ ઝરખે ઝુકેલો—આ૦
હું નિરભાગી નાથ તજી મને, વેસ્યા આવાસે વસેલો—આ૦
ધન ગણિકા ધરણીતલ તુજને, પ્રિય કર્યો મમ પરણેલો—આ૦
ચંદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ૦
મધ્યારી વેશ નહીં જાણે, મમ છળ છેલ છબીલો— આ૦

સાહેલીઓ— ૫૧

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાધવોરે,
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણુથી ઉભય સુકુળ અજવાળીએરે. (ટેક)
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથે હાથ;
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવું રે,
પતિવિણુ પતિના પણ સહમિત્રોની સંગાથ—એવા૦
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે ભ્રાત કે તાત;
સજની ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સદ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત—એવા૦

ચટપટ ઘુંઘટ પટ ખોલોરે, મ્હારે મહી મુલડાં જશાબર બોલો—મ્હારે
મેંઘારી— ૫૫

મેતાજીરે શું મહી મુલ બનાવું, ચાખો પછી ભાવ જણાવું,
મગરૂ નહીરે દહીં દુનિઆમાં આવું, સમજુને શું સમજાવું;
જુગતીથી રોજ જમાવું, સ્યો લાલન શું લલચાવું,
ખાધા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું. સ.
સુ—મહી મીઠું રે મ્હેં ચાખ્યું મહિયારી, તું ગામ કયે વસનારી;
ભ્રગુટીમાંરે ભુરકી ભાસે ભારી, કહો નામ તમારૂં નારી.
વળી કોણ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી;
કે' તુજ કુળ કામણુગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી.
હી—રંગીલારે મારી જાત રબારી, છું રાજપુરે રહેનારી;
હતુરોછેરે મુજ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી.
તમો વણીક વડા વેપારી, પુછી કુળ જાત અમારી;
શું વાત વીવાની વીચારી, મનમોહનરે હું નવ પરણીત નારી.
સુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા.
હા—નવ સમજુરે હું ભોળી નવતેર, મહીથી દુઝે મમ ઘેર.
મોઘું છે ગોરસ મારૂં, વડી વાત બને નહી વારૂ;
નથા લીધું હોય તમારૂં, હું જઉં છુંરે અતિ રતીપતિથી રૂપાળી.
સુ—શા માટેરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોળે.
હી—અણઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આઘા રહોને અડશોમાં.
સુ—હું આધીછું અલબેલીરે, તજ તું ગભરામણ ઘેલી;
મહી મુલ કહો મન મેલી, દીલ હરણીરે શું હવે ડાંખણુ ડહોળે. મ.
હી—રંગરસિયારે દુરીજનથી મન ડરીએ, કહો ભાવ ખરો શું કરીએ.
સુ—(સ્વગત) ગજગમનીરે મુજથી નજર મીલાવે, નખરેથી નયન નચાવે.

કુમ કુમનો ચંદ્ર કપાળે, તલ ગૌર ગુલાબી ગાલે.
ચમકાવે ચીતડુ ચાળે, પ્યાર કરવારે તસ વચને અનુસરીએ;
દીલમાં દુરીજનથી ન ડરીએ.

લી-ગુલબજીરે શી મન વાત વિચારો, મુજને વઢશે ધણી મારો;
મારગમાં મુકોને મન મમતા, સુંદર રાખું છું સમતા;
ઠીક છો અબળા ઠગનારા, કરો આંખ તણા અણસારા;
મેં જાણ્યા વિચાર તમારા, ધારો છો તે સ્વાર્થ નથી સરનારા.

સુમતિ— પદ

કામણગારી નારી કે'ને મને વાત તારીરે;
છેલ છબીલી છબી વાંકડી, આ દીસે અદ્ભુત.
ગુણહીણા ગામડીઓ ખુદો, એતો ભમતો ભુત;—કા૦
ચતુર વિચક્ષણ તું ચતુરાને, ધણી મુરખ સરદાર;
ચંપકવરણી કેમ ચાલે છે, અમારેથી ઘરબાર.

લી—ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે?
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ.
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ—દા૦
નીરલજ નીચ જમાતની નારી, આ ગણિકા ગુણહીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીઆ, પુરણ થઇ પ્રવીણ.—ડા૦

સુમતિ—મધુર વચનથી કરે હરણ, મન સુંદર રસિક શરીર;
કોક કળામાં પુર્ણ કુશળતા,..............................

લી—..............................કરે પુરૂષનું હીર;
ભલે લાલ તમાચો મારી મુખડું લાલ રાખોરે;
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યો, આ કુલટા કમજાત;
કાબળુઆરા કેમ બને છે, વદો બરાબર વાત;

સુમતી— ૫૭

તાબે થયોછું સહુણી તમારા.................................................

મૈ—....................................મ્હોર આપો મનમોહન મારા.

સુ—નાહક શ્રાહક નવ બડકાવો, સત્ય વિચાર સહુણી જણાવો;

મૈ—કૃપણતા શેઠ તમારે તો કરવી, ત્યાંથી વેશ્યા તણી હોજરી ભરવી;

કામ વાના હ્હાડો કયાં થકી વળશે, માલ વેશ્યા મુખડી સમ મળશે.

લેખક વચન વદો શું વિચારી.................................................

સુમતિ—...............................શી મરજી છે સહુણી તમારી;

મૈથારી—આળ કરો નહીં વેશ્યા વેમાશે, મુકોને હાથ મારો મરડાશે.

હું તો અહીં નહીં આવું હવેથી, ફાંકડે રાવ શી ફાક રજેતી;

સુ—મ્હોર આપી લેઉ માલ તમારો, નીત્ય બે વખતનો બાંધીએ બારો;

મૈથારી— ૫૮

રાસકણા રીસકણા રીસકણા રીચકણા;

પ્રેમ જાળ પકડી લાલ, અવળી ચાલ, બતાવો હાલ;

આ મડહાલ વચમાં સાલ, બગડે તાલ કરીએ ખ્યાલ;

મુકીને ખલક બાળ માનસર આ મરાળ રચે રમોને રસાળ;

સુમતી—અટકાવે લટકાવે શરમાવે ભરમાવે તરસાવે કરસાવે બહાલ.

મૈથારી— ૫૯

પ્રીતમ આ પ્રણામ છે!

સુમતી—હા હા હા હા.

મૈથારી—ડાકણનું હણાણુ છે!

સુમતી—ના ના ના ના ના

મૈથારી ઢોળી પાડી લોળા પ્રેમપયોધરી જાઓ મારો આ વેચાણુ છે.

સુમતી—હા હા હા હા.

નરક કુંડળી નીકળી, મહું [illegible] [illegible];

મેંધારી—જીવ જીવન સજીવન થવું, બેઠે પદમણી બાણુ.
સુમતિ—કરવું સમરપણુ સર્વ પરસ્પર.
મેંધારી—પ્રિય શું ? પ્રથમની પીછાણુ છે.
સુમતી—હા હા હા હા.
મેંધારી— ૬૦

ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ,
મીઠું તું મનાવી ફંદામાં ફસાવી, પ્રપંચે પઢાવી ભેલાવીને બેલ.
ભડાવી ચોળાવી ઉડાવી, બનાવી પૈસા પડાવી છળાવી છટેલ.
હરામી સ્વામી જે હેવા ફુટેલ, વ્હાલાને મુકીને વંઠી મએલ;
તરૂણી તજાવી, તેં છેડા વળાવી, રંડા તેં રડાવી મરાવી નાંખેલ.

કામ— ૬૧

ઉઠય ઉઠય અલી જાને તારે ઘેર, ધુતારી ધુતવાને આવીરે;
ક્યા ભવનું વાળે છે તું આ વેર, ધુતારી ધુતવાને આવીરે,
છેલછબીલાને છેતરીટીનાળ, ધુ૰ તારૂં કાળું કર આવ્યો તારો કાળ ધુ.
બોલી મીઠાંમીઠાં કપટ વચન, ધુ૰ કરે મલીન મહેતાજી તણું મન ધુ.
તારૂં પોગળથયું બધું પ્રકાશ, ધુ૰ હવે આવીશ નહીં મારે આવાસ ધુ.
મે—રાંડ આવીશ રખિક કને રોજ, નફટ ફટ ફટ તનેરે,
તારા મમત ઉપર માણુ મોજ, નફટ ફટ ફટ તનેરે;
તારી ખોટીછે પીતળ જેવી પ્રીત, ન. તુંતો માટી નવાનવા કરે નીત ન.
રમે તમારાથી જે પુરૂષ જાર ન. એવો જગતનું એઠું જમનાર. ન.
તારો ખચિત ખલક ખું દેખાટ, ન. તારૂં તન તેતો કુતરાની ચાટ, ન.
તને અડતાં મનુષ્ય અભડાય, ન. તારા સંગથી નરકે નર જાય. ન.
કામ—

અંક દાળમાં કાળુ મને દેખાય, ધુ. આતો માંટી તારા ઠગણીનું થાય ધુ.

મૈં—મારૂં ફોડી નાંખજેતું હેયાફુટ ન. હાલ્યમારા આમાટીછે માથુકુટ ન.

કામ—સુંડી રાંડ નિચ જાત બરવાડ, ધુતારી ધમકાવે મનેરે
અહીંથી તારી મહિ મટકી ઉપાડ—ધુ૰

સુમતી—બસ બસ રાંડ ઝાઝું નહીં બોલ, આપીરે તારૂં આવી બન્યુરે
તેંતો હાથે કરી ખોયો તારો તોલ—આ૰

સુમતી— ૬૨

માહૂં લગાડોતો મારાસમછેસલુણીરે, નથી આનફટમાં બે બદામની ખુણીરે
વચમાંબોલાબ્યાવીશુબોલી વટકારીરે, નીચમાં નિચ વેશ્યા નિર્લજનઠારીરે

મૈયારી— ૬૩

મહી બહુ વેચાય, અહીં નહીં અવાય અપમાન થાય;
મ્હારો સહાય કયાંથી અપાય, નીચ આધીન નગીના.

સુમતી—આમ ચતુર નાર કરી પુર્ણ પ્યાર ડર નવ લગાર;
નિત્ય આવ્ય દ્વાર, લે મુક્તાહાર, વળી આપીશ દાગીના.

સુમતી— ૬૪

આજ રંગમાં રસિલી પ્યારીરાતરહો,વીસમહોરં કાલનેપ્રભાતે લહો. ઓ.
કડુક વચન કુલટા નહી બોલે, આટલું સલુણી સુજાવ સહો. ઓ.

મૈયારી— ૬૫

નગીનારે નેહ નજર કરી આજ,
અહનિશ હું અધીન અલબેલા, પણ નટવાની પીડાજ.

સુ—રે મણિકાને હું નહી માંહુ, મનથી કરો એ મિજાજ;
રસિલીરે, રાત રહો અહીં આજ;
લે આ વચન તન મન ધન તારૂં, નથી મૈ કરવાનું કાજ.

મ—હું પણ કોલ કરાર કરૂં પતિ, આપીશ નીત અહીં આજ—ન૰
હું રે જરવા જાઉં ઘરકે, મરણ જુગ્ન ફરશાંજ—ન૰

# અંક ૩ જો

કામ— ૫૬

કરમ તણી કથનીરે કયાં જઈને કરૂં, શીતળતામાં લાગે દાવાનળ દુ:ખજો,
બરવાડણ વેરણના ભંભેર્યા થકી, શેઠ જુએ નહિ સ્નેહે મમસન્મુખજો,
મોજમઝા માણે છે મારાં દેખતાં, લાજ ન આવે નિર્લજને લવલેશજો,
અહનિશ એ બેઉજણ રેછે આનંદમાં, કલેશ વિશેષ મને ઉપજે હમેશજો ક.
ઝેરછે મહિયારી મારો છાંયડો, કર્યો કંથ વશ કરૂં હવે હું કેમજો;
બહુ ભોળુતો સાઠાબાર વરસ વટ્યો, ત્રુટી તરત પ્રિતમથી પ્રેમજો. ક.

મૈયારી— ૫૭

અમૃત સરખું સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી.
કા—આ કેવા સખડી આવીરે, કામણ ટુંમણ કાંઇ કરે.
બહેકેલી કરતા વાતોરે કામણ૦

કપટ— ૫૮

હજુએ નવ આવતી અટકી.
કા—કેમ કર જરી કાળજું ફટકી, નથી હઠતી પકડી મટકી—હજુ.
કપ—હૃદય નયણુ રજકણ સમ ખટકી..............................
કા—....................................ભેલ જશે છટકી ત્રટકી.

મૈયારી— ૫૯

અમૃત સરખું સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી;
બળે મનમાં વેરણ મારીરે, લ્યો૦
મુ—ત્રુજ દહી અધિકું ગુણકારીરે, આવો મહિયારી મારી;
જયવતુ રહેશે જગમાંહીરે—આવો૦
મ—મહિયારી મંત્ર તણારીરે માં આકંપણ કર્યું:
ભામની આ વિચારીરે, એક દીન આદરશે મરવું;

ક—ફવી શું હવા પુરીરે, લીધી તુજ લખમી લુટી;
કા—ખાટી મમ મારી ખુટીરે, શું કરવું માથુ કુટી.
ફટકણ ઘાટી તું ચાઝીરે, લોક થકી પણ નવ લાજી;
ભખી હાથ કરા તેં બાજીરે, કર મહેતાજીને રાજી;
મૈ—મીઠડા લ્યોને મહી મીઠુરે, કાળજડુ ઠંડુ થાશે;
આતો નથી અવર અજીઠુ રે. કાળજડું૦

સુમતિ— ૭૦

મળપતિ તલપતી રતીમતીરે રતી આકૂતી રતી નથી તું વિસરતી રતી;
નવળવધુ આરપાર હદયમાં ઉતારી, સજળ ચપળ ચક્ષુ ભરણી ભગકતીરે;
મ—મોઠાં મીઠાં વચન આજ મરમમાં ઉચ્ચારી;
ધાર્યું છે શું ? ક્યાં સુધી ધર ધુતીરે કાંક મોહની કરી મને રતિપતિ
સુ—સુખદાયક મમ લાયક લલના જન્મીશું આહેર જાતીમાં જતીરે;
મૈ—અવળાં કામ કરે વીધી કહેવું શું વધારે
શું સહુણ્યા આપ યોગ્ય આ હતીરે, શાખ્ય રાખીને રહ્યા તમે રતિપતિ
સુ—મહુરી તું રાધિકા સમાન, મેણાં મારમાં,
મૈ—કશ્ન જેવી આપ નવ કરો કતિરે, રમે આંખમાં આપોલીયા રતિપતિ
કપ—છટકતી છીનાળ છાલ કેમ છોડતી નથી;
કા—જાને ભાગી જાને કરપ્રુંજતીરે કેમ આવતી હજુનથી તું અટકતી
સુ—રમકુ ઝુમક કરતી નીતથ આવશે રસીલી મીઠડુ મહીવેચુ સુખઉચરતી
મ—પ્રેમ પોથી પઢી પ્રવીણ પ્રાણજીવન પાસે;
સુ—મણિયરા ગમારમાં નથી ગતીરે.

કામસેના— ૭૧

સુજને ભીખ માગતી તેંજ કરી, તેંજ કરી ધન માલ મતા હરી
દીકડામાં નવ લેશ ડરી— સુ—
ના કહેતાં નિતનિત ઘર આવે, જા તુજને શરમ નથી જરી. સુ—
કામ નથી ઘરમાં તમ કેર, આ હું સત્ય વચન ઉચરી. સુ—

નકટાં થઇ ફરી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી, મુ—
આજ થકી; કરો; અહીંઠ તમારૂં, હું ખોટી આ રાંડ ખરી, મુ—

મૈયારી— ૭૨

પ્રાણજીવન પુઠે પુઠે પધારો, અહીં છે એકાન્ત આવાસ અમારો;
કામક્રીડા પતિ અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો,
સુ—તું જોબન મદમાતી મૈયારી, મેં નિરખી તુજ નિપુણતા નારી;
છાની રાખું તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી વિજારી,
મ—આપરી લાલ જવાદો તમારી, હું ગણિકા થકી નથી રે નઠારી;
સુ—જાણુ કરીને જગતમાં શું કારણ, હું મધુકર તું તો માલતી મારી.

મૈયારી— ૭૩

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારા રે,
શાને માટે આપે સગા વહાલાંને વિસાર્યા રે;
ક્યાં છે માત પીતાજી તમારાં ક્યાં છે સજ્જન કુટુંબ રે,
ક્યાંછે ક્યાંછે ક્યાંછે રે સંબંધ તમારો સાચુ બોલો સમમારા રે. મા.

સુમતિ—પવિત્ર પુન્યાત્મા છે માવીત્ર અમારા રે;
વેસ્યાની સોબતે તજ્યાં વગર વિચારે રે;
આ નગરીમાં એક વસે છે, વનિતા પિયર વસેલ રે,
વનિતા વનિતા વનિતા રે, અનુપ આકૃતિ એની તારે અનુસારે રે.

લીલાવતી— ૭૪

મારી સૈયર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી;
આપને ઘટે કરવું ન આવું, હોતો એહને અહીંયાં બોલાવું.
સુ—સુતો સર્પ જગાડીએ સાથી, અતિ અડચણ થાય એમાંથી;
તું છે સૌ સુખદાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી;
નિત્ય ભાવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું;
મળ્યું છે મન આપણુ એનું, અહીં શું છે પ્રયોજન એનું;

મ—આવું કરીએ નહી મન ભાવ્યું, સાંભળોને કહુ સાચેસાચું;
પ્રિય પરણવા તમે મારી સાથ, એતો વાત હાવો પ્રાણનાથ;
અહી ચોગીએ હાથ હલાવ્યો, નખ દેખને નેક જણાવ્યો;
તમ સાથે હીંચોળામાં હીંચી, ખસીયાણી પાડી ચીર ખીચી;
લાગે આટલું તમને અધુર, છે બીજી નીશાનીઓ પુર;
મને અરણ્યીએ એકલી મુકી, ગયા ચતુર પતિ બધુ ચુકી:
સુ—સહ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી કોડ દીવાળી,
પ્યારી તારો છે પુરણ પ્રેમ, આવી પહેલું કહ્યું નહિ કેમ;
કર્યો કેમ મહીયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ;
મૈ—મ્હેં તો જાણ્યું રસીક રીસાળ, પાસે વેશ્યા વિષય વિષ જ્વાલ;
એથી મૈયારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને;
સુ—સત્ય વાત સકળ પ્રિયા તારી, મારી અક્કલ ગઈ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી;
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધિક સોભાથી શી આપુ,

લીલાવતી— ૭૫

મનહર મળતાં મેં મન ગમતું, સરવે સુખડુ માણ્યું;
જગતમાં જોતાં સ્વામી સમાગમ, સમ સુખ અવર ન જાણ્યું; (ટેક)
જીન વચન સુધારસ ચીત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું. મનહર—
પિયુ માત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો;
સંસાર તણો ચલાવો સાગો. મનહર—

કામસેના— ૭૬

પ્રીતિ પાલરની કરનાર સરવે સુરખના સરદાર,
નીતિ નિપુણ ભણે નાદાર પીડા પામે અપરંપાર:
જેવી સાથે જવ તહ ખાળા ખાન પીતા પસ્તાવે,

તેને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે પ્રીતિ;
પતિ સુખ પકવાન સરીખું, તૃપ્ત થયા નહી તેથા,
ગણિકા ગમન વમન સમ ગણવું. અરે થશે શું એથી પ્રીતિ;
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
શ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે.

ઝંજલાટ— ૭૭

આચરણ આચર્યું તેં પ્રિયા સુતની, વધો વેલ તારા સકી કુલની;
વધુ શું વદું ગુણ તારા વધું, તને ધન્ય છે સુખ આપ્યું બધું;
અચળ તારૂં રહેજો સુહાસણુપણું, સદા સુખમાં જીવ જો તું પણું;
કળા કેળવી લાવી તું કંચને, થજો પુન્યશાળી સુપુત્રો તને.

સુણુકમંજરી— ૭૮

સુખી થજો દેખી સજન સમાજ, ધર્મ પતિ તું ધર્મ કવચ ધરી;
અપરાજીત થઇ આજ— સુ૦
દંપતી આ દ્રષ્ટાંત વિલોકી, સુધરોને સુખ કાજ. સુ૦

ધોળ— ૭૯

નાટક નવિન રસાળ રસિક રચ્યું, નાટક નવિન રસાળ;
વહી ગયેલા નિજ વાલમને, પકડી પ્રેમની જાળ;
વેશ્યા ઘરથી નિજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ— રસિક૦
લીલાવતી—સમ શીયળવતી સતી માનુની ગુણ મણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરજો, પ્રણમી જગ પ્રતિપાળ. રસિક૦
અણહીલપુર પાટણનો વતની, રાજનગર રહુ હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, શીવસુત કેશવલાલ રસિક.

અમદાવાદ
ઘર નં. ૭૮૨ હાજાપટેલની પોળ

કેશવલાલ શીવરામ
અધ્યાપક

## સ્પીનીંગ અને વીવીંગ મીલના માલીકો તથા તેવી મીલ બાંધનારાઓને લાભદાયક ખબર.

અમો સ્પીનીંગ અને વીવીંગ મીલોના પ્લાનો ડીઝાઇનો એસ્ટીમેંટો વીગેરે તમામ તઇયાર કરી આપીએ છીએ તથા મીલનું મકાન અને તેને લગતા તમામ મકાનો જેવા કે ગોડાઉનો, બંગલાઓ; ચાલીઓ, સ્ટોરરૂમો વિગેરે અમારી દેખરેખ નીચે પણ જ કરકસર ભરેલી રીતે તઇયાર કરી આપીએ છીએ તે બાબત અમારી સાથે કામ પાડવાથી ખાત્રી થશે.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.
એનજીનીયર્સ એન્ડ કોન્ટ્રાક્ટર.
૭૮૨, હાજાપટેલની પોળ–અમદાવાદ.

## વીજળી વાપરતા હોતો અમારી સાથે કામ પાડી જોશો

તમારી બત્તીઓ બગડી હોય, પાવર વધારે ખપતી હોય, અજવાળુ પઇસાના પ્રમાણમાં ન મળતું હોય, નવી બત્તીઓ તથા પંખા બેસાડવા હોય તેના તાર વગેરે નાંખી જોડાણ કરવું હોય અગર નવું કનેકસન લેવું હોય તો અમારી સાથે કામ પાડવાથી તમોને ફાયદો થશે.

રહેવાના મકાનો, દુકાનો, વખારો, મીલો, જીનો, પ્રેસો; સીનેમેટો, આફીસો, થીએટર્સ વીગેરે તમામ ઠેકાણે વીજળી રોશની નાંખવાના ડીઝાઇનો, પ્લાનો વીગેરે તઇયાર કરી કામ કરી આપીએ છીએ. જેમાં આપનારની તમામ સગવડ સારી રીતે સચવાય તેવા ડીઝાઇન પુરા પાડીએ છીએ.

લગનસરા તથા મંડપો વીગેરેમાં ટેમ્પરરી બત્તીઓ નાંખવી હોય તે પણ કામ કરીએ છીએ, જે માટે નીચેના સરનામે પુછી ખાત્રી કરો.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.
એનજીનીયર્સ એન્ડ કોન્ટ્રાક્ટર.
૭૮૨, હાજાપટેલની પોળ–અમદાવાદ.

## વાંચીને લાભ લ્યો.

### ઓછા ખરચે મોટો લાભ.

જીનીંગ પ્રેસીંગ વીગેરે ફેક્ટરીઓના માલીકોને જાણ એનજીન અને બોયલર વાપરનારાઓને અમુલ્ય તક ફેક્ટરીના એનજીન અને બોયલરો સંતોષકારક રી કરતાં હોય એટલે બરાબર નીયમીત રીતે ન ચાલ ન જોઇતા અવાજ થતા હોય, કોલસા હદ કરતાં વ હોય, એનજીન પુરેપુરા સાંચાને ખીંચી શકતું ન જીનના ભાગોમાં વારેઘડીએ ભાગતોડ થતી હોય, અ વારેઘડીએ ગરમ થતા હોય અને કાયમ ગરમ રહેત વીગેરે એનજીન તથા બોયલરોને લગતી તમામ ક કરી એનજીનો, બોયલરો સુધારી સારી રીતે કા હાલતમાં મુકવાનું કામ હમો અમુક કરારોથી ક છીએ જે બાબત અમારી સાથે કામ પડવાથી

નવી જીનીંગ ફેક્ટરીઓના પ્લાન એસ્ટીમેટો વી કામ અમે કરીએ છીએ તથા નવી ફેક્ટરીઓ બાંધા કામ માથે રાખીએ છીએ.

રહેવાના મકાનો, બંગલાઓ, હોસ્ટેલો, ચાલીઓ, વીગેરેના ડીઝાઇનો, પ્લાન, એસ્ટીમેઇટસ વીગેરે ભાવથી કરી આપીએ છીએ.

વધુ વીગત માટે નીચેના સીરનામે પત્રવ્ય

મેસર્સ અધ્યાપક એન્ડ

એનજીનીયર્સ એન્ડ કો

૭૮૨. હાજાપટેલની પોળ